મોન્ટીસોરી સાહિત્ય પ્રકાશનમાળા પુ૦ ૨

# બાલચારિત્ર્ય

લેખક :—
તારાબેન મોડક



દક્ષિણામૂર્તિ બાલમંદિર
ભાવનગર

# બાલચારિત્ર્ય

લેખક:

તારાબેન મોડક

પ્રકાશક:
ગિજુભાઇ અને તારાબેન
મંત્રીઓ – મોન્ટીસોરી સંઘ
દક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગર

# બાલચારિત્ર્ય*

આ વિષયનું નામ બાલચારિત્ર્ય ખાસ વિચારપૂર્વક રાખેલું છે. ચારિત્ર્યનો અર્થ માત્ર નૈતિક આચાર એટલો જ નથી; ચારિત્ર્યનો અર્થ વ્યાપક છે. એમાં બાળકના સમગ્ર વ્યક્તિત્વનો સમાવેશ થાય છે. વ્યક્તિત્વ એટલે નૈતિક, બૌદ્ધિક કે શારીરિક તત્ત્વોનો જથ્થો માત્ર નથી, પણ એક સળંગસૂત્ર આખી વસ્તુ છે. એનું પૃથક્કરણ માત્ર માનસશાસ્ત્રીઓ જ કરી શકે.

આ લેખમાં માત્ર બાળકોના ચારિત્ર્યની અર્થાત્ સ્વભાવની સામાન્ય રૂપરેખા જ આપવાનું ધાર્યું છે. અહીં બાલચારિત્ર્યનો અર્થ તેમના કામના પ્રકાર પૂરતો જ લીધો છે. બાળક જે પ્રવૃત્તિ કરે છે તે તરફ સામાન્યતઃ દુર્લક્ષ રહે છે. અથવા લક્ષ આપવામાં આવે છે તો તેનો અર્થ કરવામાં ભૂલ થાય છે.

* Call of Education માંના ડૉ. મોન્ટીસોરીના Child Character નામના લેખ ઉપરથી.

બાળક જે પ્રવૃત્તિ કરે છે તેનો વિકાસ ધારો કે લીટીના આકથી બતાવીએ. વિશ્રાંતિની સ્થિતિ બતાવવા માટે એક સીધી લીટી લઇએ; વ્યવસ્થિત કામ બતાવવા માટે સીધી લીટીની ઉપર લીટી દોરીએ, અને અવ્યવસ્થિત કામ બતાવવા માટે સીધી લીટીની નીચે લીટી દોરીએ; અને એમ કરી કોઇ બાળકનું શાળામાં થતું કામ કેટલું વ્યવસ્થિત અને કેટલું અવ્યવસ્થિત છે તે બતાવીએ.

બાળક શાળામાં આવે છે અને થોડા વખત તે શાંત બેસે છે; આ સ્થિતિ વિશ્રાંતિની લીટીથી દર્શાવી શકાય. જ્યારે બાળક કામે લાગે ત્યારે એની પ્રવૃત્તિવાળી સ્થિતિને ઉપરની લીટીથી દર્શાવીએ. કામ કર્યા પછી બાળક કંટાળે કે અવ્યવસ્થિત વર્તન કરે એટલે વિશ્રાંતિની લીટીથી નીચે પ્રવૃત્તિદર્શનની લીટી ઉતારી તેની તે સ્થિતિ બતાવીએ. આમ પ્રવૃત્તિની વિશ્રાંતિ, વ્યવસ્થા, અવ્યવસ્થા બતાવી શકાય. એક સ્થૂલ દાખલો લઇએ. બાળકે પહેલાં ઘનની પેટી લીધી હતી, તે છોડી રંગની તખ્તીઓ લે છે. ઘનની પેટી સાથે અત્યાર સુધી જરા કાળજીપૂર્વક કામ કરતું હતું તેને બદલે તે પાસેના છોકરાને કનડવા લાગે છે. તે પોતાના મિત્રોને પજવીને મજા લે છે; જાણી જોઇને અવ્યવસ્થિત સ્થિતિમાં તે આનંદ લે છે. આ વખતે તેની પ્રવૃત્તિદર્શક લીટી નીચે જાય

છે. પણ પછી તે ટોકરીઓ લે છે, જરા વગાડે છે ને કાંઈક શાંત બેસે છે. આ વખતે પ્રવૃત્તિદર્શક લીટી નીચે જાય છે. આવી જાતની લીટીઓથી બાળકની પ્રવૃત્તિનો ક્રમ ને વિકાસ જાણી શકાય.

આ નોંધ દૈનિક પ્રવૃત્તિ જાણવા માટે ઉપયોગી છે. પણ એમાંથી કાંઈ નવો નિયમ હાથ આવવાનો નથી. આ નોંધ ઉપરથી અવ્યવસ્થિત કે વ્યવસ્થિત બાળકને ઓળખી શકાય છે. ઉપર બતાવેલી નોંધ અવ્યવસ્થિત બાળકની છે. જે સાધનો બરાબર વાપરવામાં આવે તો બાળકને એક આખું વર્ષ કામ ચાલે તે સાધનને અર્ધા દિવસમાં ઉક્ત બાળક અડી આવે છે. જે બાળક ઘડીક આ લે છે, વળી તે બદલી કાંઈ બીજું લે છે ને પોતાનું ધ્યાન કોઈ પણ એક કામ ઉપર આપી શકતું નથી તેનો આ નમૂનો છે. હમણાં આવા બાળકને અહીં જરા છોડીને જેમાં થોડું ઘણું ધ્યાન કે એકાગ્રતા દેખાય છે એનો દાખલો લઈએ અને ફરી પાછા આના તરફ વળીએ. આવા બાળકની પ્રવૃત્તિદર્શક લીટીથી નોંધ લઈએ તો તે વ્યવસ્થા અને અવ્યવસ્થાની વચ્ચે દેખાશે. કેમકે હજી તેની એકાગ્રતા પૂર્ણપણે કેળવાઈ નથી પણ તે દિશામાં તે ચાલતું થયું છે.

આવું બાળક શાળામાં આવીને સહેલું એવું એકાદ કામ લે છે; દાખલા તરીકે વ્યાવહારિક

કામમાંથી કોઇ એક. તે છોડી દઇને સાધનોમાંથી એકાદું જાણીતું સાધન લે છે. તેના ઉપર થોડું એક કામ કરે છે, પછી કંટાળે છે ને અશાંત બને છે. આ વખતે પ્રવૃત્તિદર્શક લીટી નીચે ઉતરે છે. આમ એકાદ બાળક પરત્વે અથવા આખા ઓરડા પરત્વે પણ થાય. આ વખતે અનનુભવી શિક્ષક કહે છે કે હવે બાળકો વ્યાવહારિક કામો કરીને અને સાધનો વાપરીને થાકી ગયાં. થોડો વખત તો એકાગ્રતા દેખાણી; હવે કાંઈ બની શકે તેમ નથી. આ શિક્ષક કદાચ દયાળુ હોય અને તે માનસશાસ્ત્ર તેમ જ માંદા મનનું આધુનિક આરોગ્યશાસ્ત્ર–જેની વાતો હાલ બહુ ચાલી રહી છે–તે જાણતો હોય તો વિચારશે કે હવે બાળકોને વિશ્રાંતિની જરૂર છે; હવે ઓરડાનું કામ બંધ કરવું જોઇએ, અથવા બાળકની પરિસ્થિતિ બદલવી જોઇએ. આમ ધારી તે બાળકોને બગીચામાં લઈ જશે. ત્યાં પણ તેઓ અવ્યવસ્થિતપણે રમતો રમતાં દેખાશે. દાખલા તરીકે જોરથી રાડો નાખશે અને આખો બગીચો અશાંત કરી મૂકશે. ફરીથી પાછાં કામના ઓરડામાં આવશે ત્યારે પણ પહેલાંની જેમ જ–કદાચ વધારે અશાંત રહેશે. એક કામમાંથી બીજું અને બીજામાંથી ત્રીજું એમ જુદાં જુદાં કામો લેતાં ફરશે, ને પહેલાં થાક લાગેલો હોય તેમ દેખાતું હતું તેટલું જ કાયમ દેખાશે.

આવી જાતના અનુભવોમાંથી કેટલાએ શિક્ષકોએ ઉદ્દગાર કાઢ્યા હશે કે 'પોતાની પસંદગીનાં કામો કરવાથી બાળકો શાંત અને વિશ્રાંત બને છે' એ વાત કાંઈ ખરી નથી. તેઓ કહેશે કે અમે એવાં કેટલાંય બાળકો જોઇએ છીએ કે જે પોતાની પસંદગીથી પોતાનું કામ લે છે, તેમાં થોડો વખત એકાગ્ર રહે છે અને છતાં તેમની અશાંતિ તો વધે જ છે. તેમને સુવરાવી દેવાથી કે એવી વિશ્રાંતિ આપવાથી કે જગ્યા બદલવાથી કાંઈ લાભ થતો નથી. તેમને કામે પણ લગાડી શકાતાં નથી ને પૂર્ણ વિશ્રાંતિની કે શાંતિની સ્થિતિ પણ આપી શકાતી નથી.

આવા શિક્ષકોએ આવી પદ્ધતિનો બરાબર અભ્યાસ કરેલો હોય છે, પરંતુ બાળકોના સ્વાતંત્ર્યમાં તેઓની પૂરેપૂરી શ્રદ્ધા હોતી નથી. તેઓ સ્વબુદ્ધિથી કારણો આપવામાં, પોતાના શાસ્ત્રીય જ્ઞાનનો વધારે પડતો ઉપયોગ કરવામાં, તેમ જ બાળકના કામમાં વચ્ચે પડવામાં કે તેમને દોરવાનો પ્રયત્ન કરવામાં જાતને રોકી શકતા નથી. આમ કરવામાં વસ્તુનો સ્વાભાવિક વિકાસ અટકાવે છે ને બધું બગાડે છે. પરંતુ શિક્ષક જો બાળકના સ્વાતંત્ર્યબળ માટે માન રાખે, તેમાં પૂરતી શ્રદ્ધા રાખે, તેના પોતાનામાં એટલું ચારિત્ર્યબળ હોય કે જેનાથી તે બાળકની બુદ્ધિને મદદ કરવા દોડતું પોતાનું સમગ્ર જ્ઞાન

ભૂલી જઇ શકે, અને એટલે નમ્ર બનીને માની શકે કે મારા વચ્ચે પડવાથી કંઈ લાભ થવાનો નથી, ને પૂરેપૂરી રાહ જોવાની ધીરજ રાખી શકે તો તે બાળકની એકાગ્રતાનો સ્વાભાવિક વિકાસ ફત્તેહમંદ નીવડે. કેટલાંક પ્રાથમિક કામો પછી બાળકમાં આત્માની અશાંતિ આવતી દેખાશે. બાળક, જ્યાં હજુ સુધી પ્રકાશ આવ્યો નથી તે મનની ઊંડાઇના પ્રદેશમાંથી પોતાને શોધી કાઢવાનો પ્રયત્ન કરતું દેખાશે. આ વખતે બાળક એકાદ નવું કામ લે છે, એકાદ અઘરૂં કામ લે છે ને તેમાં મંડયું રહે છે; તે ઉપર લાંબા વખત સુધી એકાગ્ર થઇ જાય છે, તેમાં પોતાનો આત્મા રેડે છે અને જાતને પરિસ્થિતિથી જૂદી પાડે છે. આને આપણે મહા કાર્ય ( great work ) કહીએ છીએ.

આ કામ પુરૂં થઈ રહે એટલે બાળક એકાગ્રતાનો વિષય બનેલું સાધન મૂકી દે છે. થાકી ગયું છે એમ દેખાવાને બદલે તેની મનઃસ્થિતિ જૂદી લાગે છે. તે કંટાળેલું દેખાતું નથી: તેનું મુખ પ્રસન્નતાથી ચળકે છે. હવે તેના શરીર ઉપર શાંતિ અને વિશ્રાંતિ દેખાય છે. જાણે કે તેણે કોઈ શકિતપ્રેરક હવાનો દમ લીધો હોય! આ ઉપરથી આપણે સમજીએ છીએ અથવા ઉકત અનુભવ આપણને બતાવી આપે છે કે બાળકની આખી પ્રવૃત્તિના બે ભાગ પડે છે; પહેલો ભાગ તૈયારી

અથવા કેળવણી રૂપે છે અને બીજામાં ખરૂં કામ મહા કાર્ય દેખાય છે. ઉકત બાળકને આપણે ધરાઇને ખાનારની સાથે સરખાવીએ. પ્રથમ બાળક ભૂખ્યું થાય છે, તે વખતે સૂપ એટલે ઓસામણ જેવા હલકા પદાર્થો કે જે આગળના પૌષ્ટિક પદાર્થો માટે રસ ઉત્પન્ન કરવાની તૈયારી કરે છે તે લે છે. એવી જ રીતે બાળક ઉપજત બુદ્ધિથી સહેલાં એવાં કામો લે છે કે જેથી તે અઘરાં કામ માટે તૈયાર થાય. ખાનાર સૂપ પછી પૌષ્ટિક એવી ભારે વસ્તુઓ લે છે ને બરાબર સ્વાદથી એ ખાય છે. ધીમે ધીમે સૂપ પીતા વખતની ક્રિયા જોઈ કોઈ કદાચ એમ ધારે કે એની ભૂખ હવે મટી ગઇ છે. કદાચ ડાહ્યા માણસો તેને બગીચામાં લઈ જાય, એમ ધારીને કે તેની મંદ પડેલી ભૂખ તીવ્ર થાય. તેને તેઓ ફરવા ઉપાડે છે. પરંતુ તેને ફરવું કેટલું બધું કષ્ટમય લાગે ? એ બિચારા ભૂખ્યા અંતરાત્માને ક્યાંથી શાંતિ, શકિત કે ઉત્સાહ આવે ? જોનાર માણસને મનુષ્યસ્વભાવની ઓળખાણ હોય તો તે તુરત સમજી શકે છે કે પીનાર માણસ સૂપ પીતી વખતે આમ તેમ જુએ છે અને ધીમે ધીમે પીએ છે, તેનો અર્થ એ છે કે તે ખરેખર ભૂખ્યો છે ને સૂપ કરતાં વધારે પૌષ્ટિક વસ્તુની શોધમાં છે. ત્યારપછી આવનારી વસ્તુઓ તે જ્યારે સ્વાદથી ખાતો જણાય છે ત્યારે જોનાર ખુશ થાય છે. વળી બીજાનું હિત ચહાનાર ઘણા લોકો હોય.

બા.

છે કે જેમને આવે વખતે લાગે છે કે "અરે ! આ માણસ બહુ જ ખાય છે. આ આટલું બધું ચાવવાથી એના દાંત દુખવા આવશે. એના પેટમાં ભાર થશે." આવા પ્રસંગો એવા છે કે જે વખતે આપણે આપણું શાસ્ત્રીય જ્ઞાન ભૂલી જઇએ તો ઠીક.

મહાન કાર્ય પછી બાળક વિશ્રાંતિ પામે છે; આપણે એમ પણ કહી શકીએ કે એ કામ પછી જ તેને ખરી વિશ્રાંતિ મળી શકે. તેનો ઉત્સાહ, આનંદ અને માનસિક શકિત આપણી સમક્ષ એક નવું જ સત્ય ધરે છે. ખરી રીતે બાળક ઉપર થાકનાં ચિન્હો લેશમાત્ર દેખાતાં નથીં: ઉલટું તેના શરીર ઉપર પ્રાણ ઉભરાતો દેખાય છે. આવું કામ એ જમવાની કે નહાવાની ક્રિયા જેવી જ ક્રિયા છે. આવી ક્રિયાઓ સ્વતઃ વ્યાયામ આપનારી છે અને કામમાં ગણી શકાય છતાં તેનાથી થાક લાગવાને બદલે ઉલટો ઉત્સાહ વધે છે. આવી શારીરિક ક્રિયાઓની જેવી જ માનસિક ક્રિયાઓ પણ છે ને એનાથી માનસિક શક્તિઓ વધે છે. બાળકને ખરી વિશ્રાંતિ આપવી હોય તો તેને તેનું મહા કાર્ય કરવા દેવું જોઇએ.

પણ વિશ્રાંતિ એટલે શું ? આળસુ રહેવું એ કાંઇ વિશ્રાંતિ ન જ હોઈ શકે. સ્વાભાવિક એવા કામમાં જ આપણા સ્નાયુઓ ખરેખરી વિશ્રાંત સ્થિતિમાં

હોય છે. નહિ કે જ્યારે આપણે અક્રિય હોઇએ. બુદ્ધિને ઉત્સાહ આપનારી કસરતમાંથી જ શારીરિક વિશ્રાંતિ સંભવે છે.

જીવનતત્ત્વ જેટલું ગૂઢ છે તેટલું જ આ ગૂઢ છે. શિક્ષક કોઈ પણ વખતે એમ ન કહી શકે કે હમણાં આ બાળકમાં ઉત્સાહ લાવવા માટે તેને ફલાણા કામની જરૂર છે. એ વાત શિક્ષકની શક્તિની બહારની છે. પોતાને યોગ્ય એવા કામની પસંદગી બાળક પોતે જ કરી શકે છે. આ કરવા દેવામાં જ બાળકના કામ પ્રત્યેનું આપણું માન રહેલું છે; અને બાળક મનગમતું પસંદ કરે તેની રાહ જોવામાં જ આપણી આત્મશ્રદ્ધા રહેલી છે.

જે બાળકને ખરી વિશ્રાંતિ ( શાંતિ ) મળી છે તે આનંદી અને રમતિયાળ દેખાય છે. એ સ્થિતિમાં તે કોઇ કોઇ વખત શિક્ષકની સાથે મીઠી મીઠી વાતો કરવા આવે છે, કેમકે હવે તેનો આત્મા જાગૃત થઇ ગયો છે. શિક્ષક આપણા કરતાં શ્રેષ્ટ છે એમ તેને હવે લાગે છે, કારણ કે જેનું તેને પ્રથમ ભાન જ ન હતું તેવી ઘણી નવી નવી વસ્તુઓ તે તે જ પરિસ્થિતિમાં ભાળવા લાગે છે. ખરેખર તે હવે વધારે શ્રીમંત બન્યું છે, ને તેથી વધારે ખુલ્લા દિલનું પણ બન્યું છે.

આગળ આપણે બાળકની શારીરિક ભૂખ સાથે માનસિક ભૂખને સરખાવી છે. અહીં પણ એ જ

સરખાપણું દેખાય છે. જેની સાથે જમ્યા પહેલાં કદાચ એક પણ શબ્દ બોલ્યા વિના ચાલ્યા જાત, તેવા મિત્રની સાથે પેટ ભરીને સારૂં જમ્યા પછી આપણે આનંદથી વાતો કરી શકીએ છીએ. એમાં આપણને આશ્ચર્ય થતું નથી. માનસિક બાબતમાં પણ આ નિયમ લાગુ પડે છે.

આશ્ચર્યની વાત તો એ છે કે ઉક્ત રીતે આપણે બાળકોને તેમની આંતર સમૃદ્ધિનો સંચય કરવાની તક આપ્યા વગર જ પ્રગટ કરવાનું શીખવાડીએ છીએ. પ્રકટ થવાનું તે આમ શીખવાડાતું હશે ?

ખરી વાત તો એ છે કે આ આંતર શકિતઓ કેવી રીતે વિકસી શકે એનો રસ્તો શોધી કાઢવો જોઇએ; ત્યારે જ આ શકિતઓ એની મેળાએ જ બહાર આવતી દેખાશે.

આંતર શક્તિના વિકાસ સાથે શાંતિ અને વિશ્રાંતિની સ્થિતિ જેમ જેમ આવતી જશે તેમ તેમ એક બીજું તત્ત્વ દાખલ થતું દેખાશે: એ તત્ત્વ તે બાળકોનું નિયમન કે વ્યવસ્થા.

જે શિક્ષકોએ આ બનાવનું દર્શન કર્યું છે તેઓ જ અમારી આ ભાષા સમજી શકે. સમજદાર શિક્ષક બીજાને પૂછે છે: “ તમારૂં કામ કેમ ચાલે છે ? વર્ગ વ્યવસ્થિત થયો ? ” એનો જવાબ “ ના, હજી

નથી થયો" એમ આવે છે અથવા કોઈ વાર એમ પણ આવે છે કે "ફલાણો છોકરો અવ્યવસ્થિત હતો તે હવે વ્યવસ્થિત થઈ ગયો છે." જ્યારે શિક્ષકો આમ બોલે છે ત્યારે સમજવું કે તેઓને જે શીખવવા જેવું હતું તે બાળકો શીખ્યાં છે. પ્રથમ પ્રગટ થવાની શરૂઆત ઉપર વર્ણવેલી રીતે થાય છે. પાછળ જે બધું બને છે તે તો એક પરિણામ રૂપે સ્વાભાવિક રીતે બનતું આવે છે. જે બાળકોમાં આમ પ્રગટ થવાનો માર્ગ ઉઘડી ચૂક્યો છે, તેઓ શારીરિક વિકાસમાં ઠીક વધે છે. તેઓ ધીરે ધીરે જબરાં કામ કરનારાં થાય છે ને આખરે આળસુ રહેવું તેઓને માટે અશક્ય થઇ પડે છે. તેઓ ગમે ત્યારે પોતાનું કામ શોધી જ લેશે. કશાકની શાંતિથી રાહ જોવાનું હશે ત્યારે પણ તેઓ એકાદું કામ કરતાં રાહ જોશે. આ રીતે કામ એ બાળકોની એક વૃત્તિ બની રહે છે.

આ વૃત્તિ વિકસતી જાય છે તેમ તેમ દેખીતા થાકની સ્થિતિ ઓછી થતી જાય છે ને વિશ્રાંતિની સ્થિતિદર્શક લીટી લાંબી થાય છે. વિશ્રાંતિ સક્રિય વિશ્રાંતિ હોય છે. એટલે કે એ એક અંદરની માનસિક પ્રવૃત્તિ છે કે જેનો બહારની વસ્તુઓ સાથે કાંઇ સંબંધ નથી. વળી બાળકને જમનારની સ્થિતિ સાથે

સરખાવીએ તો એમ કહી શકીએ કે ખાધા પછી પાચનક્રિયાનો સમય આવે છે; એ કેવળ અંદરની ક્રિયા છે, તેને જમવાની વસ્તુ સાથે કંઇ પણ સંબંધ હોતો નથી. બાળકની માનસિક પાચનક્રિયાનાં ખાસ ચિન્હો છે. તે ચિન્હો ધ્યાન કે મજ્જનની સ્થિતિ જેવાં જ છે. આ વખતે બાળક પોતાની પરિસ્થિતિ ઉપર મનન કરતું હોય એમ લાગે છે. તેનું ધ્યાન નાની નાની વસ્તુઓ ઉપર જાય છે. પોતે નવી નવી શોધો કરતું હોય એમ લાગે છે.

આ પ્રમાણે એકાગ્રતાની ત્રણ પરિસ્થિતિઓ છે: સૌથી પહેલી પરિસ્થિતિ તૈયારીની; પછીની સ્થિતિ મહાન કાર્યની આવે છે, એનો સંબંધ બાહિર વસ્તુઓ સાથે હોય છે; ત્રીજી સ્થિતિ કેવળ અંદરની હોય છે. આ વખતે અંદરનો આનંદ અને પ્રકાશ બાળકની આજુબાજુના જગત ઉપર પડે છે. અંદરના પ્રકાશને લીધે બાળકને પોતાની આસપાસનું સ્થળ પ્રકાશિત લાગે છે અને હવે તે સામાન્યતઃ ધ્યાન બહાર જતી વસ્તુઓને દેખવા લાગે છે ને તેનો અર્થ સમજવા માંડે છે.

આવો પ્રકાર આપણે માત્ર ખ્રિસ્તી ધર્મમાં જ જોઇ શકીએ છીએ. નીચેનું ધર્મ વાક્ય વાંચોઃ

"તેમને આંખો છે છતાં ભાળતાં નથી, કાન છે છતાં તે સાંભળતાં નથી."

ઇંદ્રિય કેળવણીથી ઇંદ્રિયો જ્ઞાન લેતી થવાની નથી, પરંતુ જ્યારે તે આત્માનાં હથિયારો એટલે તેનાં ઉપકરણો બને છે ત્યારે જ જ્ઞાન ગ્રહણ કરવા માંડે છે.

આ જાતનો બીજો દાખલો બૌદ્ધિક ક્ષેત્રમાં પણ મળે છે. બીનકેળવાયલા માણસો હરવા ફરવામાં વસ્તુઓ સાથે કે માણસો સાથે ભટકાય છે ને પાછળથી તે માટે ક્ષમા યાચીને પોતાની ભૂલ વધારે સ્પષ્ટ કરે છે; અર્થાત્ તે પોતાની અશક્તિનું પ્રદર્શન કરે છે. સામાન્યતઃ તેમનું કહેવું એવું હોય છે કે "માફ કરો, મેં જોયું ન હતું." આંધળો માણસ પણ આમ જ કહે છે. તે પણ ચાલતાં ચાલતાં કોઇના પગ ઉપર પગ દે કે એકાદ ખુરશીની સાથે ભટકાઇ પડે તો કહેશે કે "માફ કરો ભાઇ, હું ભાળતો નથી." અથવા આંધળા માણસોને ક્ષમા યાચવાની સભ્ય રીતો શીખવવામાં તેની કેળવણી આવી જાય છે એમ આપણે સમજતાં નથી. દેખતો આંધળો બીનકેળવાયેલ છે. "જોયું ન હતું કે સાંભળ્યું ન હતું માટે માફ કરો" એમ કહેવાના પ્રસંગો આવે તેના કરતાં તે જુએ ને સાંભળે એમ કરી દેવામાં જ ખરી કેળવણી રહેલી છે.

હવે બાળક આજ્ઞાંકિત કેમ બને છે તેનો વિચાર

કરીએ. આપણે તેને આજ્ઞાપાલનપણું શીખવતાં નથી. બાળકને આજ્ઞા ઉઠાવતું જોઇ આપણને ઘણું જ આશ્ચર્ય થાય છે. બાળક આ વખતે જે ધીરજ અને શાંતિ બતાવે છે તે પણ કેવળ કલ્પનાતીત છે.

ધારો કે એક માણસ સમતોલપણું રાખીને સીધો ઉભો રહી શકતો નથી; પડવાની બીકે પોતાનો હાથ પણ વાપરતો નથી, અને પડતો આખળતો જ આગળ વધી શકે છે. એ જ માણસ જો એક વખત શરીરનું સમતોલપણું જાળવવાની યુક્તિ શીખી લે તો તે કૂદી શકે છે ને ગમે તેમ ચાલી શકે છે.

માનસિક જીવનનું પણ આમ જ છે. જ્યાં સુધી મનુષ્યની ચિત્તવૃત્તિ અસમતોલ હોય છે ત્યાં સુધી તે કોઈ પણ વસ્તુ ઉપર એકધ્યાન રહી શકતો નથી, ને તેને પકડી રાખી શકતો નથી. આ બધું ઇચ્છાશક્તિને બળે જ થઈ શકે છે. આવો મનુષ્ય બીજાની ઇચ્છાને શી રીતે અધીન થઈ શકે? જે પોતાની આજ્ઞા પાળી શકતા નથી તે બીજાની આજ્ઞા ક્યાંથી ઉઠાવી શકે? આજ્ઞાધારણ એ એક મનની ઇચ્છાનુસાર વળવાની શકિત છે, કે જે માનસિક સમતોલપણામાંથી સંભવે છે. ક્રિયાશકિતના બળમાંથી ઉત્પન્ન થતી આજ્ઞાધારણમાં જ પરિસ્થિતિને અનુકૂળ કરી લેવાની શકિત રહેલી છે. પ્રાણીશાસ્ત્રના જાણનારાઓનું કહેવું પણ એમ છે. મજબૂત મનુષ્ય

જ પરિસ્થિતિને સ્વીકારીને કરી શકે છે. યોગીઓ પણ એ જાણે છે. આજ્ઞાધારક થવું હોય તો પ્રથમ મનથી મજબૂત અને સમતોલ થવું જોઇએ. આ વાત આપણા ધર્મજીવને સ્વીકારી હતી, પરંતુ એ જ વાત બૌદ્ધિક જીવનને લાગુ પાડવાનું કોઇને સૂઝયું નહોતું. જેમ પ્રાણીશાસ્ત્રનો નિયમ છે કે મજબૂત પ્રાણી જ પરિસ્થિતિને વશ વર્તી શકે છે તે જ નિયમ બૌદ્ધિક પ્રદેશમાં પ્રવર્તે છે. શકિતવાન બુદ્ધિ જ આજ્ઞાપાલક થઈ શકે.

જેમ પુષ્કળ સંપત્તિ આપણને આપણે જે ધારીએ તે કરવા સામર્થ્ય આપે છે, તેમ જ પુષ્કળ શક્તિ આપણને આજ્ઞા ઉઠાવવાની શકયતા આપે છે. ધ્યાન, એકાગ્રતા અને મનન (જે ધ્યાનની પાચનક્રિયા છે) રૂપી નૈસર્ગિક સાધનો જેવા વિકાસના સૌમ્ય ને ધીરજવાળા ઉપાયોથી જ વ્યકિત પોતાને સબળ બનાવે છે અને આ રીતે એક વખત બળવાન બન્યા પછી આપણે કરવાનું કહીએ તેથી યે વધારે કરવા સમર્થ બને છે. બાળક જે ધ્યાનનું કેન્દ્રીકરણ–ધ્યાનનું ધ્રુવપણું –અને મનન એની પ્રથમ ક્રિયામાં બતાવે છે તે ક્રિયામાત્રના મૂળમાં હોય છે. ધીમે ધીમે બાળક પોતાના શરીર એટલે સ્નાયુઓની હીલચાલ ઉપર કાબુ મેળવે છે; તે ધારે તે પ્રમાણે તેને કામમાં લગાડી શકે છે. બાળક પોતાની હીલચાલને કેટલી હદ

સુધી કાબુમાં રાખી શકે છે એ આપણે બાળક ધ્યાનમાં કેટલોય વખત સ્થિર બેસે છે તે ઉપરથી સમજી શકીએ છીએ. ઘણી વાર તો બાળકનો પોતાની જાત ઉપરનો કાબુ મોટા માણસ કરતાં પણ વધી જાય છે.

વિકાસની સ્વાભાવિક ક્રિયા, પોતાની ભૂલો જાતે સુધારવાની યોજના, તેમ જ પરિસ્થિતિની બાળક ઉપર થતી અસર એ બધું ભૂલવું જોઈએ નહિ. આ બધી વાતોનો સમગ્ર વિચાર કરીએ તો આને ધર્મજીવન સાથે વિશેષ રીતે સરખાવી શકીએ. ધર્મજીવનમાં ખાસ અનુકૂળ એવી પરિસ્થિતિ, શાંતિનું જીવન, મનન ને ચિંતન માટે જરૂરની એકાગ્રતા, શરીર ઉપરનો કાબુ, મૌન, વગેરે રોજ ને રોજ ચાલ્યા જ કરે છે. આ જ માર્ગે ઋષિઓ ને અસાધારણ વિભૂતિઓ–સાધુ પુરુષો પેદા થયેલ છે, આ વિભૂતિઓ વ્યવહારના સતત સંગ્રામ માટે હરહંમેશ તૈયાર હોય છે, મોહને જીતી શકે છે, પોતાનો ભોગ આપી શકે છે ને કષ્ટ સહન કરી શકે છે. જલાલ ભાષણોથી આવી વિભૂતિઓ ઉત્પન્ન થઈ શકતી નથી, તેમ જ રણશિંગડાં ફૂંકવાથી તે જાગતી નથી; ખરી રીતે તો તેમનો માર્ગ ધમાલથી સાવ વિરુદ્ધ દશામાં છે. તેઓ તો વિકાસના નીરવ શાંત માર્ગના પ્રવાસી છે.

જો મોટાં મોટાં ભાષણો, ધમકી અથવા હુકમથી માણસોનાં વ્યંગો તથા ખામીઓ દૂર કરી શકાતી

હોત તો આપણે આંધળાને પણ તે જ ઉપાયોથી તેની દૃષ્ટિ પાછી આપી શકીએ. પણ એ આપણી શક્તિ બહારની વાત છે. છતાં શિક્ષણશાસ્ત્રીઓ આ ભૂલાવામાંથી મુક્ત થયાં નથી. ખરી રીતે તો ઉત્સાહ આપનાર કામો એ જ અત્યંત મહત્ત્વની વસ્તુ છે. ધર્મસાધકોએ શું કર્યું છે? ખાસ અનુકૂળ એવી પરિસ્થિતિમાં તેઓ રહેતા અને શકિતને કેળવતા. ચારિત્ર્યઘટના ત્યારે જ થાય કે જ્યારે ઉક્ત જીવનવિકાસનાં તત્ત્વો સમગ્ર મનુષ્યજીવનને લાગુ પાડવામાં આવે. જો આખો મનુષ્ય એક હોય તો તેના બધી જાતના વિકાસમાર્ગો પણ સરખા જ હોવા જોઈએ; તેના આંતર જીવનમાં પણ ઐક્ય જ હોવું જોઇએ.

અહીં મેં જે બાલવિકાસની તૂલના ધર્મસાધકોના જીવન સાથે કરી છે તે બરાબર રીતે સમજવી જોઇએ. કોઇએ એમ ધારવું નહિ કે હું ત્રણ વર્ષના બાળકને ધર્મસાધક ઋષિઓનું જીવન અને રહેણીકરણી આપીને તેને કેળવવાનું કહું છું.

બાળજીવનનો મારો અનુભવ સીધેસીધો મને બાળકો પાસેથી જ મળેલો છે. સ્વતંત્ર વાતાવરણમાં બાળકોએ જ મને આંતર જીવનના નિયમો બતાવેલા છે. જીવનવિકાસનો સાંકડો માર્ગ જે દુન્યવી વસ્તુથી પર છે અને જે આપણી અંદર જ વસે છે તેની શોધ કરવા તરફ મને બાળકોએ દોરેલી.

એકાગ્રતા એ જ વિકાસનું કેન્દ્ર છે. ભૌતિક
જુઓ તો .લુમ પડશે કે કોઈ પણ શ
પ્રથમ બરાબર સંગ્રહવામાં આવે છે, ત્યારે
તે કાર્યવાહક શકિત બની રહે છે. અમસ્થું પ
સૂર્યપ્રકાશથી સુકાઇ જાય છે, પણ તે જ જો ય
રીતે સંગ્રહવામાં આવે છે તો ગરમ થઈને કાર્ય
બને છે. આ જ કારણથી અમે કહેવાનું ધા
કરીએ છીએ કે સશકત બનવાનાં તત્ત્વો શીખવવ
કશો લાભ નથી. આપણું લક્ષ તો મનુષ્ય સશ
કેમ બને તે તરફ હોવું જોઈએ.